॥ ૐ ॥

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

# વિજય-લક્ષ્મિ

નાટકનાં ગાયનો તથા ટુંક સાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ચંદુલાલ હરગોવનદાસ શાહ.

માલેક—શ્રી લક્ષ્મીકાંત નાટક સમાજ.

હાલ મુકામ—સ્ટેશનરોડ સુર્યપ્રકાશ થીએટર સુરત.

સુરત ભાગાતળાવ રોડ ઉપર આવેલા ધી "ઇંડીયા" પ્રીન્ટીંગ પ્રેસમાં કંચનલાલ ચુનીલાલે છાપી.

કીંમત ૪ આના.

|| ૐ ||

तत्सत् परमात्मने नमः

# વિજય-ધાડિમ

## નાટકનો ટુંક સાર તથા ગાયનો

છપાવી પ્રસિદ્ધ કરનાર

ચંદુલાલ હરગોવનદાસ શાહ

માલેક---શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

સ્ટેશનરોડ સુર્યપ્રકાશ થીએટર--સુરત.



સુરત ભાગાતળાવ રોડ ઉપર આવેલા ધી "ઈંડીયા" પ્રીન્ટીંગ પ્રેસમાં કંચનલાલ ચુનીલાલે છાપી.



સંવત ૧૯૭૬ | સન ૧૯૨૦

આવૃતી ૧લી | પ્રત ૨૦૦૦.

કીંમત ૪ આના

ॐ

શ્રી ગણેશાયનમઃ

શ્રી

# વિજય-લક્ષ્મિ

## નાટકનો પ્રવેશાનુક્રમ ટુંકસાર



### (સુત્રધાર નટીનું વસ્તુ સૂચન.)

પુર્વ વૃત્તાંત

મોહપુરના જુલ્મી રાજા મદાંધસીંહને પોતાના ખંડીયા અમરગઢના રાજા વૈરીસીંહ સાથે ખંડણી બાબતનો વાંધો ઉઠે છે, જેને પરીણામે લડાંઇ થાય છે. મદાંધસીંહના મોટા બળવાન લશ્કર સામે મુઠીભર માણસો લઇ મેદાનમાં પડેલો વૈરીસીંહ કેસરીયા કરી ઘણી બહાદુરીથી લડે છે પણ આખરે મદાંધની તલવારનો શીકાર બની જાય છે તથા તેનું લશ્કર કપાઈ જાય છે એ સમયને છોડી મદાંધની છાવણીમાં મરનાર વૈરીસીંહ ઠાકોરની લાસ લાવવામાં આવી ત્યાંથી આ નાટકની શરૂઆત થાય છે.

પ્રવેશ ૧ લો—સ્થળ છાવણી, મોહપુરના જુલ્મી રાજા મદાંધસીંહ દુશ્મન અમરગઢનો રાજા વૈરીસીંહ જે છેલ્લા લડાઇમાં બેલી મદાંધની તલવારનો શીકાર થઇ પડયો છે તેની અસ્ત વ્યવસ્થ લાસ પર પગ ઠેકી વેર લેવાયા છતાં પણ ક્રોધની જવાળા ખાલી કરતો

નજરે પડે છે, સરદારોને શાબાશી આપ્યા બાદ સેનાપતિ દુર્જન સીંહ જેને ગામ સળગાવવાના તથા મહુંમની કુંવરીને પકડી લાવવાના કામે મહાંધસીંહે મોકલ્યો હતો તેનું આવવું, પોતાને સોંપાયલું કર્પીણુ કામ પુરૂ થયાના ખુશખબર આપવા તથા કેદી કુંવરીને હાજર કરવી, કુંવરીનું સૌંદર્ય જોઇ મહાંધસીંહ મોહાશક્ત થાય છે, તથા કુંવરીને પોતાની કરવા પ્રયાસ કરે છે, કુંવરીનો ઇન્કાર, રાજાએ સખ્ત ધમકી ને આખરે પોતાના કુંવર વિજયસીંહની દેખરેખમાં સોંપી ગુસ્સામાં ચાલ્યા જવું, સમાન પ્રકૃતિવાન યુગલ પાત્રોનું પ્રથમ પ્રેમ દર્શન.

પ્રવેશ ૨ જો—સ્થળ બગીચો, દિવાન સુજાનસીંહની પુત્રી તારા જે લાંબા સમયથી સેનાપતિ દુર્જનનો પુત્ર રમણ જે લશ્કરમાં એક સરદારનો દરજ્જો ભોગવે છે તેનું ચીંતવન કરતી નજરે પડે સાહેલીઓનો વિનોદ, પ્રીયતમ વિયોગી તારા, હૃદયની અસ્વસ્થાતાને લીધે મજાક બંધ કરાવે, બાદ રમણનું આવવું, ઉભયના પ્રેમ ઉભરા જે લાંબા સમયથી દબાયા હતા તે પ્રકાશમાં આવે છે.

પ્રવેશ ૩ જો—સ્થળ પાનાચંદનું મકાન, પૈસાનો લોભી, લાલચનો ગુલામ, પાનાચંદ પૈસાને લોભે પુત્રી મધુરીને વેચવા તૈયાર થયો છે, મધુરી જેનું દીલ મનહર નામના વિદ્વાન પણ નિર્ધન યુવકપર લાગેલું છે, તે બાપને આજીજી કરે છે, પથ્થર હૃદયનો લોભી બાપ પુત્રીની માગણીને તીરસ્કારી કાઢે છે, બાદ ઉમેદવારોનું આવવું કન્યા વિક્રયનો હૃદયભેદક ભયંકર ચિતાર, બાદ મનહરનું આવવું, દ્રવ્યલોભી પાનાચંદે તેને તદન નિરાશ કરી અપમાન આપી કાઢી કાઢવો, તથા પોતાની પુત્રીને એક સાઠ વરસના નથુભાઇ નામના

સાદાર બુઢ્ઢાને આપવા તૈયાર થવું, બુઢ્ઢાને મધુરી મળવા માટે ગભરાવું.

પ્રવેશ ૪ થો—સ્થળ મહેલ, ચાર દીવસની ખોટી ચકતીપર મલકાતો મદાંધ આશાના હવાઈ કીલ્લા બાંધતો નજરે પડે છે, બાદ કુંવર વિજયસીંહથી અપમાન પામેલો નિમકહરામ સેનાપતિ દુર્જન સીંહ વૈરની ધુનમાં ખડખડતો ખડખડતો આવે છે ત્યાં પોતાની ફરેબ જાળ નાંખી કુમારને માટે હલકા વિચારો ઠસાવે છે, કાચા કાનનો મતિમંદ રાજા ઉશ્કેરાય છે અને કુંવરના કરતુક નજરો નજર જોવા દુર્જન સાથે જાય છે.

પ્રવેશ ૫ મો—સ્થળ ઉદ્યાન, પ્રેમ માર્ગે જુલી પડેલી લક્ષ્મિ વિજયસીંહના વિયોગે બેચેન છે, સખીઓનો હાસ્ય વિનોદ બાદ વિજયનું આવવું, ઉભયનું પ્રેમમાં તલ્લીન થવું, દુષ્ટ સેનાપતિ દુર્જને રાજાને લાવી નજરો નજર તે ચિતાર બતાવવો, રાજાનું ઉશ્કેરાવું.

પ્રવેશ ૬ ઠો—સ્થળ મહેલ, ઉશ્કેરાયલો મદાંધ, કુમાર વિજય રૂપ કાંટો કેમ દુર કરવો એ વિચાર કરતો દુર્જનસીંહ સાથે મસલત કરે છે, પાપી દુર્જનસીંહે વાતને ગંભીર રૂપ આપી કુમારને કેદ કરવાની સલાહ આપવી, રાજાએ હુકમ આપી ચાલ્યા જવું, ફતેહ થી કુલાઇ દુષ્ટ દુર્જન મલકાય છે, એટલામાં અત્યાર સુધી છુપાઇને સાંભળતી દુર્જનની વફાદાર સુશિલ પતિન સુશિલાએ જાહેર થઈ પતિના કાર્ય તરફ તિરસ્કાર દર્શાવવો, સત્યા સત્યપર તીખ્ખી તકરાર આખરે ઉશ્કેરાઇ ગયેલા દુર્જને સુશિલાને કતલ કરવા ખંડેર માં મોકલી આપવી.

પ્રવેશ ૭ મો—સ્થળ રસ્તો, નિરાશ થયેલો મનહર મધુરી ન મળ્યાના અફસોસથી દુનીયાથી કંટાળી આપઘાત કરવા તૈયાર થાય છે, બુઢ્ઢા નથ્થુભાઈ સેઠના રમુજી નોકર નટવરથી અટકાવ, નટવરે તેને મધુરીની મુલાકાત આપવી, સાચા પ્યારનો ચિતાર, અરસપરસ અડગ રહેવાની પ્રતીજ્ઞા, એટલામાં શ્રૃંગારના અંગારથી બળતી, ગયેલા જોબનને સંભારતી એક સાંઠ વરસની યુવતી દાખલ થાય છે, પ્રેમની હાય, પરણવાના વિચાર, નટવર તેને હથીયાર બનાવી, મધુરીનાં કપડાં પહેરાવી, પોતાના સેઠ નથ્થુભાઇને પરણવાનો પ્રપંચ રચે છે બુઢ્ઢીની ખુશાલી

પ્રવેશ ૮ મો—સ્થળ ખંડેર, કત્લ કરવા લાવેલ સુશિલાનું ગળું કાપવા મારાઓની તૈયારી, વિજયને હાથે મારાઓ ઠાર, સુશિલાનો બચાવ, અચાનક દુર્જનનું આવી ચઢવું, સવાલ જવાબ ને આખરે વિજયને કેદ કરવો, એટલામાં રમણનું આવવું, પિતા વચ્ચે ઝગડો, લડાઈ દુર્જનની હાર.



# અંક ૨ જો

પ્રવેશ ૧ લો—સ્થળ જંગલ, સુશીલા દુર્જનના કાવત્રાંથી અજાણ નિર્દોષ બાળકો રમણ તથા વિજયને ચેતતાં રહેવા સમજાવે છે તથા જે રાજ્યમાં ધર્મ, નીતી, સત્યતા અને ફરજદારી નથી તે રાજ્ય છોડવા ભલામણ કરે છે, તેથી વિજયસીંહ લક્ષ્મિને અને રમણ તારાને લેવા જાય છે.

પ્રવેશ ૨ જો—સ્થળ મહેલ, મદાંધના ત્રાસનો શીકાર થઇ પડેલી લક્ષ્મિની કમનશીબ હાલત, વિજય પ્રત્યે શુદ્ધ ભાવનાવાળા નિર્મળ વિચારો, મદાંધનું આવવું, વિજયનો પ્યાર છોડી પોતા તરફ દિલ દોરવવા ફરજ પાડવી, લક્ષ્મિએ તીરસ્કાર યુકત જવાબ આપી ખરા વિચારો જણાવવા, મદાંધે ક્રોધે ભરાઈ ઠાર મારવા ધસવું, વિજયથી લક્ષ્મિનો બચાવ. (ટબ્લો)

પ્રવેશ ૩ જો-- સ્થળ લગ્ન મંડપ, નટવરની યુકિતથી મનહર તથા મધુરી નાશી જવામાં ફતેહમંદ નીવડે છે, ડુક્રી અલબેલીનાં શોખીન શેઠથી લગ્ન, સાજનનું જવું, પ્રેમવશ પ્રિયુજીને પરણેતર પ્રીયાને મુખ દર્શન થવુ, મધુરીને બદલે બુઢ્ઢીને જોઈ નથ્થુભાઈ શેઠનું ઝબકી જવું

પ્રવેશ ૪ થો—સ્થળ દરબાર, અંતર આગથી બળતો મદાંધ ચાલુ નાચ રંગને બંધ કરવા ફરમાવે છે, બાદ દુર્જનની ઉશ્કેરણીથી કુમારને બોલાવી પાટવી પદપરથી દુર કરી દેશવટો આપે છે, રાજા ના આ સહાસથી ઉશ્કેરાયલો વજીર રાજાને તેમ ન કરવા સલાહ

આપે છે, રાજા તેની સલાહને તિરસ્કારે છે અને ગુમાનમાં ચાલ્યો જાય છે, વફાદાર વજીરના નેક ભરેલા વિચાર

પ્રવેશ ૫ મો—સ્થળ વજીરનું મકાન, રમણના વિયોગે રિબાતી તારા, વજીરનું આવવું, પોતે રાજા સામે મેદાનમાં પડનાર છે, માટે પોતાની પુત્રીના લગ્ન રમણથી કરી રમણને અન્ય દેશમાં ચાલ્યા જવા ફરમાવી પોતાની પુત્રી રૂણથી મુક્ત થઈ મેદાન પકડે છે રમણ તારાને લઇ જવા તઈયારી કરે છે તેટલામાં દેશવટાના દરદથી પીડાતો વિજય મળે છે, રમણ ધીરજ આપી તારાને લઈ માતા સુશિલા પાસે જવા સલાહ આપે છે, અને પોતે લક્ષ્મિનો છુટકારો કરવા રોકાય છે.

પ્રવેશ ૬ ઠો—સ્થળ જંગલ, ઝુંપડીમાં સુશિલા પ્રભુની કુદરત પર અને સ્વામીની બેઈમાનીપર વિચાર કરતી ગંભીર ચ્હેરે નજરે પડે છે. બાદ તારાને લઇ વિજયનું આવવું, દુઃખી જીવડાંઓની દુઃખી લાગણી, બાદ લક્ષ્મિને લઇ પાછળ પડેલા લશ્કર સાથે હરિફાઈ કરતો ખુલ્લી તલવારે દાખલ થાય છે છુપાવવાની પેરવી તેટલામાં દુર્જનનું આવી પહોંચવું, સજ્જડ તકરાર ને આખરે લક્ષ્મિ વિજય ને રમણું કેદ. (ટેબ્લો)

પ્રવેશ ૭ મો—સ્થળ છુપું મકાન, સ્ત્રી જાતીને શોભાવનાર ગરીબાઇમાં સંતોષ માનનારી મધુરી, પતિ સમાગમના આનંદ સાગરમાં તરતી નજરે પડે છે, સાચો પ્યાર અમીરોના મહેલોમાં નહિ પણ ગરીબોની ઝુંપડીમાંજ છે, તેની સાબિતિ, એટલામાં મુદ્રીના મીઠા પ્યારની તલવારથી ઘાયલ થયેલા, નાસીપાસ થયેલા શેઠ નથુભાઈ પ્રેમ

પર બાનત વરસાવતા આવે છે, પાછળ શોધવા નીકળેલી સુદ્દીજ આવી પહોંચે છે, નથુભાઇની કમનસીબ દશા ખટારો ખાંધે વળગવો,

પ્રવેશ ૮ મો—સ્થળ કારાગ્રહ, લક્ષ્મિ વિજય અને રમણની કંગાળ હાલત, રાજા મદાંધસીંહનુ આવવું, ધર્મ અધર્મ પર તકરાર ને આખરે વિજય જખમી થવો, ઊસ્કેરાયલાં વજીરે વચ્ચે પડી સચ્ચાઈ પર પ્રાણ આપવો, વધુ ઝનુની બનેલા રાજાએ આખું નગર જે પોતાથી વિરૂદ્ધ થયું છે, તેને સળગાવવા હુકમ કરી વસ્તીપર વિકાળ પ્રાણીઓ છોડવા, (ટેબ્લો)



# અંક ૩ જો

પ્રવેશ ૧ લો—સ્થળ મહેલ, મદાંધના જુલ્મી વિચાર કેદીઓના વ્યવસ્થા કરવા પરવાનો મોકલવો,

પ્રવેશ ૨ જો—સ્થળ જંગલ, કંગાલ હાલતમાં આવી પડેલાં તારાને સુશિલા, સુશિલાનાં ખોળામાં નિંદ્રાસ્થીત થયેલી તારા ભયંકર સ્વપ્નું આવવાથી જાગી ઉઠે છે. બાદ આસિફ નામના જેલર આવી, દિવાનના મોતના કપિણ સમાચાર આપવા, સુશિલા અને તારાનો અફસોસ તારાએ આપઘાત કરવા તઈયાર થવું, મરહુમ દીવાનના રૂહે પ્રગટ થઈ પોતાનું વેર લેવા સુચવવું, તારાની વેર લેવાની ભયંકર પ્રતિજ્ઞા.

પ્રવેશ ૩ જો—સ્થળ કત્લખાનું, મહુંમ વજીરની લાશપર, નફરત વરસાતો દુર્જન, રમણને વિજયની મિત્રતા છોડવા ફરજ પાડે છે, મિત્ર ધર્મ સમજનાર, મિત્રમણી રમણ પોતાની ટેકપર અડગ રહે છે,

ગુજારે જુલ્મથી કંઇ, ટેકીઓની ટેક ના જાતી,
ઘસો તલવાર ઝાઝી, તેમ વધુ તૈયાર થઈ જાતી.

દુર્જનનુ એકદમ ભિરકેરાવું, રાજાનો પરવાનો આવી પહોંચવો, પરવાનાને આધારે લક્ષ્મિને મહેલમાં લઈ જવાનો વિજયને દરિયામાં ફેંકવાનો, અને રમણને કત્લ કરવાનો હુકમ જેલર આસિફને કરવો, વફાદાર પાપી પેટને ધીક્કારી હુકમનું અપમાન કરવું, અપમાન કરનાર આસિફનું ખુન કરી દુર્જને પોતે હુકમનો અમલ કરવા તઈયાર થવુ, રૂહથી અટકાવવું,

( ટેબ્લો )

પ્રવેશ ૪ થો—પાનાચંદનું ઘર, પુરી પઇસા ખઈ અકળાતો પાનાચંદ, પઇસાને બદલે કોલસા નીકળવાથી દીલગીરીમાં ગરકાવ થાય છે, એટલામાં મધુરીને બદલે છોકરાને પરણેલ નથુભાઈ લાહોરી ડંડા સાથે હાજર થાય છે, ગરમાગરમ ધોંટાળો નટવરે દરેક ધોંટાળાનું સાચું સ્વરૂપ જણાવી શરૂ થયેલા જંગે બંગાળાને પુરો કરવો,

પ્રવેશ ૫ મો—સ્થળ મહેલ, નિમકહરામ રાજ્યલોભી દુર્જનસીંહ રાજ્ય પચાવી પાડવા, તથા લક્ષ્મિને પોતાની કરવા ભોળા સરદારોને ભરમાવે છે, કપટ જાળમાં ભોળા સરદારોનુ ફસાવું, રાજાને કેદ કરવા સર્વેએ જવુ,

પ્રવેશ ૬ ઠો—સ્થળ લગ્ન મંડપ, મદાંધસિંહના લક્ષ્મિને કેલ્લા સવાલ, લક્ષ્મિએ અડગ ટેક રાખવી,

વિચારના મજબુત સ્થંભો નહિ ફરે તે નહિ ફરે,
વીર રમણી કોલ આંખો, નહિ ફરે તે નહિ ફરે.

રાજાનો બળાત્કાર, દુર્જનના હાથે રાજા હાર, પોતે ગાદીપર બેસવા તૈયારી કરવી એટલામાં તારાના હાથે દુર્જનનું મોત તથા છેવટ લક્ષ્મિ—વિજય તેમજ રમણ—તારાનાં લગ્ન અને વિજયને રાજ્યાભિષેક,

આનંદ આનંદ આનંદ



# લગનશરાનો શણગાર તે શું?



## ખરા રજવાડી જરીના ડ્રેસો.

વરરાજાને પહેરવાના ખરા તેમજ ખોટા લપ્પાનાં જામા તથા નાટકોને સારૂ તાજ મુગટા તથા રજવાડી દરેક જાતની પાઘડીઓ તાસનાં ફુંદા ફેન્સીકટના સીર પેચ તથા પીચી અને બદલાની કલગી વગેરે જથાબંધ તથા છુટક બનાવનાર વેચનાર અને ભાડે આપનાર.

| | |
|---|---|
| દુકાન સ્ટેશન રોડ<br>તાર ઓફીસ પાસે<br>બેગમપુરા | ગોવનભાઈ નારણદાસ<br>છાપરીઆ શેરી—સુરત |

તા૦ ક:—ઉપર લખેલો દરેક જાતનો માલ ઓર્ડર મુજબ તાકીદે બનાવી આપીશું.

# શ્રી વિજય-વિક્રમ નાટકનાં મુખ્ય પાત્રો.



## પુરૂષ પાત્રો.

મહાંધસિંહ.... .... ....મોહપુરનો રાજા
વિજયસિંહ.... .... ....તેનો કુંવર
દુર્જનસિંહ.... .... ....તેનો સેનાધિપતિ
રમણ.... .... .... ....સેનાધિપતિનો પુત્ર
સુજાનસિંહ.... .... ....મહાંધસિંહનો દીવાન
આમિર .... .... ....વહાદાર જેલર
મનહરલાલ.... ....વિદ્વાન પરંતુ એક નિર્ધન વણીક પુત્ર
પાનાચંદ .... ....એક કન્યા વિક્રય કરનાર ધનનો લોભી
નથુભાઇ .... ....એક વયોવૃધ છતાં નાની કન્યાનો ઉમેદવાર
નટવર .... .... ....તેનો નોકર



## સ્ત્રી પાત્રો.

લક્ષ્મિ ... .... ....અમરગઢના રાજા વૈરીસીંહની પુત્રી

સુશીલા.... ... ....દુર્જનસીંહની સ્ત્રી

તારા ... .... ....સુજાનસીંહ દિવાનની પુત્રી

વિનોદી.... .... ....લક્ષ્મિની સખી.

મધુરી.... .... ....પાનાચંદની પુત્રી.

બુઢ્ઢી.... .... ....એક સાંઠ વરસની પ્રેમી સ્ત્રી.

સિવાય સરદારો, દરબારીયો, શીપાઇઓ, મારાઓ, સાંજનાં દાસીઓ, કંચનીઓ વીગેરે.



ૐ શ્રી પરમાત્મને નમઃ

# શ્રી વિજય-લક્ષ્મિ

## નાટકના ગાયનો

### અંક પહેલો.

સુત્રધાર— ૧

હે તું સન્મતિ હે હંસાસની આશ પુરણી

માતા શ્રી શારદે !

નૂતન કૃતિ કર રસ વતિ

યાચું રાચું શાંતિ વરદાયિની,

શુભ વરદે—હેતું સન્માત.

બાળાઓ— ૨

પડે મોજન માયા કાચ પર, ધર્મ મણિ વણુસાવે,

મરે જોઇલન પાપ દિપક પર, નરપતંગ ઝપલાવે.

પીઝેર જીંવ્યાની આશ ધરે કોઇ કાળ કહોશું તે ઉગરે,

પાતક પાશનું પાન કરે, જન મુરખ તે બિણુ મોત મરે

ભવવ્યર્થ ઠરે—પડે મોહી.

જય સત્ય તણી દશદિશ મહીં, સૌ શાસ્ત્ર રહ્યાં સિધાન્ત કહી

કરણી સરખુ ફળ દેઇ રહી, આલોક અને પરલોક મહી

સમજાયે નહિં....પડે મોહી

વિજય-લક્ષ્મિ— ૩

ચાલો ચતુરા અલબેલી,
આધિન છે, વામા વેલી,
વેલીના છો તરૂ બેલી,
નિર્ભય થઈ રહો નવેલી,
છે અમુલ્ય લાજ અમારી,
રક્ષણ કરજો સંભારી;
વચને વશ થઇ આ નારી,
રહેશે તમ ચર્ણ નમેલી, ચાલો—

તારા— ૪

શાને સતાવે કામ બાળા બિચારી,
ત્હારા બાણે વિંધાય કુમારી, શાને—
યૌવન આવે, અમલ જણાવે,
તનમનને બહુ તાપે તપાવે,
ધપડે જાણી આ નિર્બળ નારી, શાને—

સખિઓ તથા તારા— ૫

વારેવા, વારેવા, પ્રિતમના તાનમાં તલ્લિન બન્યા ડાહીબા
ગયાં લોભાઇ બા, વારેવા—
હરખે મલકાય મુખ મોહન મળવા રંગમાં રેલવા,
પ્રેમથી ઝુલવા, અજબ, ઓહો. વારેવા—
હાંસીનાં કરો અહિંથી જાઓ;
સ્નેહે ગુંથેલી; અર્પો વરને, માળા પેલી.
જા જા હઠીલી ઘેલી જા, વારેવા—

તારા–રમણ—　　　૬

શિખ્યા છો છલબલિયા છોગાળા, બાંધીશ પ્રીતી પાશમાં
વાહ બાંધીને શું કરશો બાળા,
કેદી ઉર આવાસમાં; મનની ચોકી,
રાખીશ રોકી—વા. વા, બાંધીશ પ્રીતી પાસમાં,
ભૂલ્યા શાને આપી શાણા વચનને,
કરો ક્ષમા સોંપું શ્યામા આ મનને,
જાજો રમણજી મ્હારા, રખે વિસારો તારા,
કેમ વિસરાય, ચંદ્ર તારાથી શોભાય,
પ્રીયને જોઈને, મનરે, મોહીને, શિખ્યા છો—

મધુરી—　　　૭

હું તો જવાનીના મદમાં છલકાતી
ચોળી આ કસકસાતી મમ અંગમાં—હું તો.
મનડું મુંઝાય કાંઈ સુઝે ન કાંમ બા,
બળ્યું કોઈને વાત ના કહેવાતી
રસીયાના ગુણ ગાતી રહી રંગમાં—હું તો.
ધન લોભી બાપ. જેવું ધાનનું ધનેરૂં
બલી વાટે વેચે સમજી સો ટચનું સોનું
નથી ઠીક વાત આ કહેવાતી
બાજવાય સર્વ શાની આ ઢંગમાં—હું તો.

નથુરા, મધુરી, નટવર— ૮

ચંચળ ચપળા ચીત ચળનાર
ચપળ ચકોરી છો પ્યારી
શ્મશાન જવાની તૈયારી.
ગુલામ છું ગુણીયલ મારી ચંચળ૦

માનો લાડી
દુર અનાડી
સમજો વહાલી
દુર મવાલી
એક શ્વાસ તુંત ચાલી
પોળે ધુળ ભરે ખાલી ચંચળ૦

અમાર જાતું
મારી થાતું
જાન ન લેતું
એમાં છે શું
ભાગ્યહીણુ હું તો નારી
ગુલફામ બન્યો તારો પ્યારી ચંચળ૦

લક્ષ્મિ તથા સખિઓ— ૯

સખી સાચા સગા સંસારે, જાણીયે વ્હાલાજી,
ખરો નાર તણો આધાર, જાણીયે વ્હાલાજી,
રંગે રીઝાવે અતી, દેહને દિપાવે સતી,
રૂડા સૌભાગ્ય શૃંગાર, જાણીયે વ્હાલાજી,

સાખી

સોંપી તનમન સ્નેહથી સેવા કરીએ સાર
આધિન આજ્ઞામાં રહો, કંથજી છે કિર્તાર

સહુ તિરથ વૃત નાથ ચરણમાં ગણીયેજીરે બ્હેની
પતિ ભક્તિનો પાઠ ભાવે, ભણીયેજીરે બ્હેની,

સાખી

પામે સુખડાં સ્વર્ગના, સદ્‌ગુણથી સતિનાર
સેવી શ્યામ પ્રમોદથી, સફળ કરે અવતાર.

ધિક નારી કુવડને નઠારી કર્કસા, પરણ્યા પિયુની
સામુ ભસે.
નિચ બુદ્ધની કુલટા ઉંધિ કુભારજા, સ્વામી તજી
પર સંગે હસે—સખી૦

વિનોદી તથા લક્ષ્મિ— ૧૦

પ્રિતમના પુજીશ પાય, પુરણ પ્રેમ કરી
હાં પ્રેમ કરી, બહુ પ્રેમ કરી,
સેવા ધારશ સહાય, નિત્ય નેમ ધરી,
હાં નેમ ધરી, બહુ નેમ ધરી,
શિખામણ પરમાણે વર્તીશ વ્હાલથી,
લઈશ સુખો સંસાર તણાં સુજ વાલથી
એમ કે,
હા, બા હા,
પુરો પ્રિતીનો અધ્યાય ભણી સુધી હું ખરી પ્રિતમના૦

સખિઓ-લક્ષ્મિ— ૧૧

ધીરી ધીરી સખિ અલબેલી, મન મોહન આવે,
એ આવે પ્રેમ ઘેલી
રહો છાની, શરમાવો શું સાહેલી
ત્હારા તનમાં લાગી છે તાલાવેલી—ધીરિ ધીરિ.
સખિ જો પેલી કોકિલ રહી, કરતી ટહુકાર અધિર થઇ
કોયલી અધિરી એવી તું એ છે સખિશા,
અરે વાહ
શરમાવો શીદ ધીરિ ધીરિ૦

લક્ષ્મી— ૧૨

શામાં અંગુઠી આપ વિરલા હિરલા સમાન
જડીયા જગજીવન આ દેહ સાથ પ્રાણ—શામાં.
આજ ધારી ગીરધારીયે નજના પ્રમાણ.

વિજય-રાજ રતીતાણાં દેવની ફેરવજો આંણ—શામા.

લક્ષ્મી-હહિં તુમ જમજોજી ઇચ્છા પ્રમાણે
ભૂખ્યા નવ રેહશોજી બેસીને ભાણે

વિજય-જમશું પ્રીતે તું કનક થાળના ઠેકાણે

લક્ષ્મી-ચાલો ચાલો મેમાન મારા મનહર સુજાણ—શામા.

સુશિલા— ૧૩

છે પાપ નર્કનું દ્વાર, સમજી હો તજી
પતિ ત્યોને શિખામણ હિતની હેલે હૈયે ધરીર

કૈયા કૌરવ બળપૂરા, થઇ ગયા પાપે ચુરા,
માની લ્યો ફળ એવું નિર્ધાર સમજી હયો તજી,
વૈભવ વાદળની છાંયા, ચાંદની કાચા માયા,
ચમકી રહેવાની એ ઘડી ચાર, સમજી હયો તજી
છે પાપ નર્કનું દ્વાર—

મનહર— ૧૪

જે ઘર પૈસા તે પૂજાય હોય હરામી નિર્દય કામ
ગુણ હિણ ગોલા બહુ અથડાય
પણ પૈસાથી દાના ગણાય
જ્યાં પૈસો કુળવાનને કેહવાય
નવ પૈસો નર પશુ લેખાય
નવ બુદ્ધી પણ ધનથી મનાતા
મહાન નરથી મોટા
સતીયા સાધુ પરવત સેહતા
મોજ કરે લંગોટા પૈસાથી
મોજ કરે લંગોટા
છે આ જગનો એવો ન્યાય
પૈસાથી નર પ્રભુ મનાય

મધુરી–ડોરી–નટવર— ૧૫

વાહ નાજુકડી નાર, જો સારા શણગાર,
લાવું પરણી ભરથાર; બની ફાંકડી.

કરી લ્યું પૂરા ઠાઠ,
ઉઠી ઘોળામાં વાટ
આ તે વાળે શો દાટ, ઘરડી માંકડી—વાહ નાજુકડી.
કુંમકુંમનો ચાંદલો કરૂં કપાળે,
હું આંજણ આજું તમને લાડી,
હાથે કંકણને, નાકે આ નથની, પ્હેરી લ્યો
આ સારી સાડી
( એ તો મને આવડે છે લાવો ભા લાવો )
ચટકમટક ચાલ, ચટકેથી ચાલું
પાછળ હું વગાડું ઢોલ ત્રાસાં
ભરરરભ, ભરરરભ, ભરરરભ
પુરી ઉમ્મર પરણ્યા જેવી લ્હેરીથી મજા લેવી,
વારે ચુડેલ દેવી, જોતાં લેવાડે આંખડી-વાહ નાજુકડી.

( ટેબ્લો )



# અંક ૨ જો

વિજય— ૧૬

અજબ ખલ ખલક કેરા, ખેદ જોઇ પામતો,
મંદ મતિજન દુષ્ટ કૃતિ કરતાં ન લેશ વિરામતો,
પરિતાપ પામે પાપીઓ; અંતે પરાજય જામતો, અજબ
તાત થઇ કૃતાન્ત સરખો, દુઃખ દે દુર્જન અરીજો
વાળ ન વાંકો થાય જરીજો સત્ય સ્હાયક રામતો, અજબ

સુશિલા— ૧૭

જાઓ જાઓ સુખેથી બાળ સિધાવો,
તમારા સહુ વિઘ્નો સમૂળાહારી કરો હરિવર સ્હાય,
તેત્રીસ કોટી દેવ દેવી સહુ રક્ષણ કરશે સદાય,
ઇશ કૃપાથી કદી નવ તમને ઉનો વાયુ વાય,
તમારાં સહુ વિઘ્ને—જાઓ, જાઓ,

ઋદ્ધિમ— ૧૮

કર્મ તણો કોણ મર્મ બતાવે, ભ્રાન્તિ ભર્યું મન શાન્તિ ન લાવે
સુખનાં તો સ્વપ્ના હવે આવે, દુઃખણી અંતર દુઃખે ઉભરાવે
નિકળી ભવનથી વન જાએ ત્યાં દવ ભાગ્ય લગાવે,
ઉલટી દશા દુર્ભાગ્ય જણાવે, દુઃખમય આ જગ અનુભવવાવે

સ્ત્રી મંડળ— ૧૯

સર્વે સાહેલી, મળી મંગળ ગાવો,
મંગળ ગાવો, રૂડો અવસર આવ્યો,

લઇએ આનંદનો લ્હાવોરે, મળી મંગળ ગાવો,
સોનારે ફેરા સુરજ આજેરે ઉગ્યા,
વ્હાલથી તેને વધાવો રે મળી મંગળ ગાવો,
ઇડરીયો ગઢ જીત્યાં અમો તો
લાડો લાખેણી લાડી લાવ્યો રે, મળી મંગળ ગાવો

નથુશા, ડોશી, નટવર— ૨૦

આવો મ્હારા લટકાળા, મોહનજીલાલ,
હાય મારૂં હૈયું તું કરતી હલાલ,
પણ છે શું
ડિયર પ્યાર દયો,
અજી દુર રહો,
જીગર જાન છો,
ટીનપાટ લ્યો,
લેઇ લેજો જોડિ એક મરકી બીજો દુકાળ આવો
ડાહ્યું છે ફોગટ તું,
પણ એમાં છે શું,
પાપ શું નડયાં,
કર્મથી જડયાં
જરા જુઓ, આની સાસુ આ અલબેલીના ભરથાર—આવો.

કંચનીઓ— ૨૧

દરશન બીન તેરે યાર, મય દીવાની બની
વીરહા અગ્ની લગી અંગમે

કૌન બુઝાવનહાર
સુધ બુધ સબ મેરી ખો ગઇ
રોરોકે સેજપર પડ ગઇ
મેરી આંખ આપસે લડ ગઇ
મયેં પલંગકે નીચે પડ ગઇ
મયં દીવાની બની
તુમ બીન પ્રીતમ ખાન પાનકો
છોડકે બેઠી નાર
મયેં દુબલી દરદી હો ગઇ
મયેં નાથ નાથ કર સો ગઇ
ઝટ મીલો નાથ મય મર ગઇ—મયં દીવાની બની.

તારા— ૨૧

આવી સ્વપ્નમાં સતાવે, મને સંદેશો કહાવે,
મદન લેખ મોકલાવે, બની બ્હાવરી,
મને બનાવે બ્હાવરી,—
મીઠી વાતે ઉંઘતી જગાડી વ્હાલાએ,
જાગી જોવું ત્યાં તો જીવન ના જણાયે,
નિત્ય વિરહ સ્નેહિનો સતાવે—મને બ્હાવરી૦
આવી મ્હારી પાછળ પાતળીયો બ્હીવરાવે,
ઘુંટડા સુધાના પરાણે પીવરાવે,
રંગ અનુરાગનો લગાવે—મને બ્હાવરી૦

તારા— ૨૩

દાસી હું તો છું સદાની મોહન મ્હારા,
નહિં તમ સેવા વિણુ અવર માગું પિયુ પ્યારા;
સ્વામિસંગે વન તે, નંદન જાણુ
હો ઘાસ પથારી પણ ફુલ સેજ પ્રમાણું
સુખભોગ વિયોગે સર્વ અકારાં,
નહિં તમ સેવા વિણુ
વન રવડયા સિતા ને દમયંતિ રાણી,
નિજ નાથ સાથ દુઃખ ભાગિ બને એમ શાણી,
રહે મસ્ત સતિ પીને પ્રિતે અમૃત ધારા
નહિં તમ સેવા.

વિજય— ૨૪

સાચો પારસ મણી મળે મિત્ર ભાગ્યે કહીં.
કપટી સ્વાર્થી, પાષાણુ છે જહી તહીં,—સાચો
આધિ વ્યાધિ, ઉપાધી મટાવે,
તનમનના સૌ તાપ સમાવે,
પુન્યશાળિ જન કવચિત પાવે,
વિપતિ સ્હાયક દુર્લભ વિશ્વ મહીં,—સાચો.

મધુરી— ૨૫

પરણાવે પૈસા લઈ થાય તે નર્કતણો અધીકારી
વધુ બળદ નવ ગળે શોભતી બાળા રાંક બિચારી—પરણાવે.
દાંત નથી મુખ ગોખ સમું છે આંખ પડોળાં વાળી
તોપણ અંધા અક્કલના એ ઈચ્છે નવોઢા નારી
મરી જાતાં ન તજે એ ખુમારી.—પરણાવે.
આજે પરણી આવ્યા કાલે કરીજ મોત પથારી
લોભી બાપ વર ઘરડાથી ના પડે પાલો ગીરધારી
એથી તો જન્મ થતાં દયો મારી—પરણાવે.

નથુશા તથા ડોશી, નટવર— ૨૬

લાગી બલા ડાકણ દિવાની. વાહ વાહ
છો દિવાના ડાકણના જાની, ઓહો,
હાય ખટારો બાંધે વળગ્યો આ ઢજાદાર,
બેશ રડયા, ઘરડી ઘોડી લગામ લાલ
આવો મ્હારા નાથ,
બળ્યો તારો નાથ,
અહાહાહાહા
બોલો મ્હારા નાથ,
મુવો ત્હારો નાથ,
આહાહાહાહા લાગી બલા

“ ટેબ્લો ”

# અંક ૩ જો.

સુશિલા— ૨૭

દશા તણા દાબમાં દબાવ્યા છે અનેકરે
હે વિધી ત્હારી અકળ કળા,
ભલા ભલા ભુલ થાપ ખાય ગયા છેકરે
હે વિધી ત્હારી અકળ કળા
કોમળ ફુલ ગુલાબનું સરજ્યું કંટક સાથ,
લખ્યું લલાટે કોણ તે, અટકાવે દઇ હાથ,
હે વિધિ ત્હારી
ક્યાં રસવતિ ક્યાં વન ફૂળો, રાજ ભવન ક્યાં શાન
દાસી સ્થાન ઉદાસિ રહી, શું વિસરૂ ભગવાન
હે વિધિ ત્હારી

લક્ષ્મિ— ૨૮

અંતર્યામી નોધારાના આધારરે,
ગૃહિ બાહ્ય દાસિની હે અવિનાશી ઉગારજોરે;
ગરૂડાગામિ, લક્ષ્મિના ઉર હારરે,
હરિ દિન બાળાનું દુઃખ દયા હે નિવારજોરે;
જાણી નિરાધાર નારી, દે છે પાપી કષ્ટકારી,
વ્હાલા વિનતી સ્વીકારી, લેજો અબળા ઉગારી;
વિષ્ણુ વિકટ બંધુ આવાર, વેગે નિહાળજોરે
ગૃહિ બાહ્ય દાસિની૦

તારી શબરિ નાર, શીલાની અહલ્યા કરી,
કીધી સતિની વ્હાર, દુષ્ટ નિશાચરને દમી,
દયા ધારોને બિરદ સંભારોને, જાણી નિરાધાર નારી.

મધુરી મનહર, નથુશા, ડોશી } ૨૯
નટવર તથા પાનાચંદ

સ્નેહિને સ્નેહિ મળ્યાં, દુઃખ ટળ્યાં,
પાપ ફળ્યાં હાય,
હવેથી સીધા થયા,
વરસ ગયાં
હાય પ્રેમ હાય,
પુત્રિને જે વેચી દેશે, તે નર્કે જશે ને દુઃખિ થશે,
મળે છે કર્મ ફળ સદાય, ખરો દિસે પ્રભુનો ન્યાય,
ખુશાલીમાં આજે ઉભરાય,
હાય હાય—સ્નેહિને સ્નેહિ મળ્યાં૦

ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી લક્ષ્મી કાન્ત નાટક સમાજનો મુકામ જયા હોય ત્યાંથી રોકડી કીંમતે મળશે, વી૦ પી૦ થી મોકલવામાં આવશે નહીં.

| | | | |
|---|---|---|---|
| ૧ દાનવી માયા નાટકનાં ગાયનો | | | ૦—૪—૦ |
| ૨ સૂર્યકાન્ત | ,, | ,, | ૦—૪—૦ |
| ૩ બોડાણો | ,, | ,, | ૦—૪—૦ |
| ૪ સુધા ચંદ્રિકા | ,, | ,, | ૦—૪—૦ |
| ૫ પ્રેમ સંહાર | ,, | ,, | ૦—૪—૦ |
| ૬ પાવાગઢનો પ્રલય | | ,, | ૦—૪—૦ |
| ૭ શંકરાચાર્ય | ,, | ,, | ૦—૪—૦ |
| ૮ શકુંતલા | ,, | ,, | ૦—૪—૦ |
| ૯ વીર કુણાલ | ,, | , | ૦—૪—૦ |
| ૧૦ કુસુમચંદ્ર | ,, | | ૦—૪—૦ |

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.